ॐ ૬૦૧૯

श्रीपंचपरमेष्ठिभ्योनमः

# શ્રી જૈન મંગળ સ્તવનમાળા.

દોહરા.

જૈન ધર્મનો મર્મએ, લક્ષ વિષે હરશો લોક;
નરભવ દુર્લભ દેવને, મંગળ મ કરો ફોક.
મંગળ મય જિન જ્ઞાનછે, દયા ધર્મનો મૂળ;
ગરૂવા ટોકરસિં કહે, લીજે ગ્રહી અમૂળ.

છપાવી પ્રગટ કરનાર

જૈન મંગળ ગાયન મંડળી.

મુંબઇ.

વર્દ્ધમાન સંવત ૨૪૨૨. વિક્રમ સંવત ૧૯૫૨.

સુર્યોદય પ્રેસમાં છાપ્યા.

# અર્પણ પત્રિકા.

શેઠ વશનજી ત્રીકમજી મૂળજી.

આપ "કચ્છીદસાઓશવાળ જૈન કોમમાં" એક અગ્રેસર છો. સ્વધર્માનુરાગે આપની ઉદારતા ભરેલાં ઘણાંક કાર્યો દ્રષ્ટાંત રૂપ છે. જિન ભકિત ભાવનાદિ પ્રસંગો આપને પ્રીય છે. આ જૈન મંગળ ગાયન મંડળી પ્રતે આપ હંમેશાં પ્રેમ દ્રષ્ટિએં નિહાળોછો તેથીઆ જૈન મંગળ સ્તવનમાળા આપનેજ અર્પણ કરીએ છીએ તે આપને અને ચતુર્વિધ શ્રી સંઘને મંગળદાયક થાઓ.

વૃધમાન સંવત ૨૪૨૧.
શ્રાવણ શુદી પ્રતિપદા.

જૈન મંગળ ગાયન
મંડળી

## માત્ર કચ્છી દશા ઓશવાળ ભાઈઓ માટે જાહેર ખબર.

## કચ્છી દશા ઓશવાળ સુભેચ્છક મંડળી.



૧. આ મંડળીનો હેતુ સ્વ જ્ઞાતિમાં સંપ તથા વ્યવહારીક અને ધાર્મીક કેળવણીની વૃદ્ધિ અને ન્યાતના સામાન્ય લાભા લાભો સંબંધે વિચાર કરી હિતાર્થી યોગ્ય પ્રયત્નો કરવાનો છે.

૨. આ મંડળીમાં ૧૫ વરશથી વધારે ઉમરના માત્ર નાત ભાઈઓનેજ દાખલ કરવામાં આવેછે.

આશા છે કે, મંડળીનો સુભ હેતુ ધ્યાનમાં લઇ સ્વજ્ઞાતિ હીતાર્થે નીરમળ મને દાઝ ધરાવનારા બંધુઓ આ મંડળી સાથ જોડાવવાને વાજબી વિચારશે અને મંડળીના સુભ હેતુઓ પાર પાડવા પોતાથી બનતી તન મન ધને સહાયતા આપી પોતાની ફરજ અદા કરશે. सुज्ञेषु किंबहु विलेखनं. ( વધારે ખબર કે કંઇપણ ખુલાસો મંડળીના મંત્રી પાસેથી ઠેકાણું—કોટમાં મી૦ હીરાલાલ અને માધવજી સોલીસીટરોની ઓફીસમાં તથા માંડવીપર તેમના ઘરે અથવા મી૦ ટી૦ એન. બ્રધર્સને ત્યાં જાતે મળવાથી અથવા પત્ર દ્વારાએ મળશે.)

લી. સા૦ વીરજી લધા ખોના.

મંત્રી.



## હારમોનીયમના શોખીનો માટે જાહેર ખબર.



હારમોનીય ગાઇડ ચાવીબુક ભાગ ૧ લો કી. રૂ ૦ાા

— " — " — " — " ૨ જો કી રૂ ૦ાા

બેહુ ભાગ સાથે મજબુત પાકા પુંઠાની બાંધણી કી રૂ ૧ાા

ત્રીજો ભાગ છપાયછે જેમાં ૧૦૧ સરસ ચુંટી કાહાડેલા ગાયનોનો સંગ્રહ આવશે. કીમત અગાઉથી રૂ ૦ાા પાછળથી રૂ ૧) માટે તાકીદે નામ નોંધાવો.

લી૦ ઠા ત્રીકમદાસ કાળીદાસ

ધી. નેશનલ યુનિયન કલબના વાજીંત્ર ટીચર તથા

જૈન મંગળ ગાયન મંડળીના હારમોનીયમ શિક્ષક.

5012

ॐ

# श्री सिद्धायनमाः

श्री

# જૈન મંગળ સ્તવનમાળા,



૧

રાગ ( વાહરે પ્રભુ સ્હાય ખરે. )

જય જય જય જય જિનરાજ નમો. ॥
તિર્થંકર ત્રિભુવન પતિ પ્યારા,
રક્ષો સકળ તમ બાળ અમો,
પ્રભુજી પ્રભૂજી અમ હૃદય રમો. ॥ જય૦ ૧
ધન્ય ભાગ્ય ફળ્યું દૂખ સર્વ ટળ્યું,
તુમ વદન વિલોકિત સૂખ મળ્યું,
તારી સેવારી છે સુમતિ દેનારી છે જગહિતકારી છે,
જ્ઞાન સુધારસ સમ સૂગમો. ॥ જિન૦ ॥ જય૦ ૨
તુમ ગુણગણમાં ગુલતાન થવા,
સુરતાળ નૃત્યે સ્તવનો કરવા,
આવ્યા છું દ્વારી આ અરજ સ્વિકારી દે મંગળકારી,
કહે ટોકરસિં જય શ્રી વિભો. ॥ જિન૦ ॥ જય૦ ૩



૨.

રાગ ( આજ આ સમાજ વિષે વિજયવંત થઇ વિદ્યા. )

આજ આ સમાજ સહુ, સ્તવન ભણો જિન તણા;
રંગથી ઉમંગ સંગ, રાખશો નહિ મણા. ॥ આજ૦ ૧

રૂષભ અજિત સંભવ, અભિનંદન સુમતિ તણા;
પદ્મ શ્રી સુપાર્શ્વચંદ્ર, સુબધિ શીતળ યંસના. ॥ આજ૦ ૨
વાસુપુજ્ય વિમળ અનંત, ધર્મ શાંતિ કુંથુના;
અર મળિ મુનિસુવ્રત નમિ, નેમ પાર્શ્વવીરના. ॥ આજ૦ ૩
સપ્ત સૂર તીન ગ્રામ, નૃત્ય ચાલ તાળમાં;
કહે ટોકરસિં ધ્યાન-તાન, મંગળ ઉજમાળમાં. ॥ આજ૦ ૪



૩.

રાગ ( થોર તુજે ઉપકાર, આહ થોર તુજે ઉપકાર. )

આજ આનંદ અપાર-હાંરે હાંરે આજ આનંદ અપાર,
અમ મન આજ આનંદ અપાર. ॥ આજ૦ ૧
મરૂદેવી નંદન કર્મ નિકંદન,
નિરખ્યા નાભિ કુમાર-હાંરે હાંરે નિર૦ ॥ અમ૦ ॥ આજ ૨
અજર અમર અકલંક જિનેશ્વર,
રૂપ સ્વરૂપ ભંડાર-હાંરે હાંરે રૂપ૦ ॥ અમ૦ ॥ આજ ૩
અસરણ સરણ કરણ જગનાયક,
દાયક શિવ સુખ સાર-હાંરેહાંરે દાય૦ ॥ અમ૦ ॥ આજ ૪
તુમ સેવા સુભ ભાવે કરતાં,
પામે ભવનો પાર-હાંરેહાંરે પામે૦ ॥ અમ૦ ॥ આજ ૫
કહે ટોકરસિંહ પ્રભુ દરિશનથી,
મંગળ ધન અવતાર-હાંરેહાંરે મંગ૦ ॥ અમ૦ ॥ આજ ૬



૪.

રાગ ( મોતી મહેલકે બીચરે દરિઆઈકા બંગલા. )

અરજ અજિત જિન રાજરે મારી માનો મહારાજ,
માનો મહારાજ મારી માનો મહારાજ. ॥ અરજ૦ ૧

જીતસત્રૂ રાણી વિજયા નંદન,
સોભત સુંદર સાજરે, મારી માનો મહારાજા. ॥ અરજ૦ ૨
હું છું પાપી પ્રભુજી અધ્યાપી,
બાંહી ગ્રહ્યાની લાજરે, મારી માનો મહારાજા. ॥ અરજ૦ ૩
ભવસાગરથી પાર ઉતારી,
દીજીએ શિવશિરતાજરે, મારી માનો મહારાજા.॥અરજ૦ ૪
નિજ સેવકપર કૃપા કરીજે,
અરહિંત અરજી આજરે, મારી માનો મહારાજા.॥અરજ૦ ૫
કહે ટોકરસિંહ જિનવર પ્યારા,
મંગળ કર મમ કાજરે, મારી માનો મહારાજા. ॥ અરજ૦ ૬



૫.

રાગ (નજરા ગયો બાલમ મોરે અંગના)

પ્રભુ તારી સુરત પર વારી વારીઆં,
ભલા વારી વારીઆં જાઉં બલિહારીઆં. ॥ પ્રભુ૦ ૧
ચંદ્ર જ્યોત તારૂં મુખડું બિરાજે,
દંત શોભે દાડમ કલીઆં–ભલા દંત૦ ॥ પ્રભુ૦ ૨
નયનન સુંદર નાથ તમારા,
અધર મધુર મારૂં દીલ હરીઆં–ભલા અધર૦ ॥ પ્રભુ૦ ૩
મોહની સુરત સોહની સુરત,
નિરખત હરખત મન રળીઆં–ભલા નિર૦ ॥ પ્રભુ૦ ૪
શ્રી સંભવ જિનરાજ સલુણા,
દેખત દુરગતિ દુર ટળીઆં–ભલા દેખ૦ ॥ પ્રભુ૦ ૫
કહે ટોકરસિંહ જિન દરિશનથી,
મંગળ મન મનોરથ ફળીઆં–ભલા મંગ૦ ॥ પ્રભુ૦ ૬



૬.

( રાગ તું ન કુમલા જીઅરવા ઓ પિતા મોરા )

સુનો અરજી આ મારી ઓ પ્રભુ મારા—હોજી સુનો૦
સુનો અરજી આ મારી ॥
અભિનંદન જિનવર સુખકારી—સુનો૦ ॥ ૧
મંદમતી હું ફંદમાં ફુલ્યો ભુલ્યો સેવા તમારી,
હોજી ભુલ્યો સેવા૦ ॥ સુનો૦ ॥ અભિનંદન૦ ૨
ભવ ભવ ભટકી શર્ણ તમારે હવે આવ્યો હું હારી,
હોજી હવે આવ્યો૦ ॥ સુનો૦ ॥ અભિનંદન૦ ૩
નિજ સેવકપર કૃપા કરીને રીઝે દીજે સુધારી,
હોજી રીઝે દીજે૦ ॥ સુનો૦ ॥ અભિનંદન૦ ૪
તુમ બિન ઔર ન યાચું જિણંદા સાચું માનો હું વારી,
હોજી સાચું૦ ॥ સુનો૦ ॥ અભિનંદન૦ ૫
કહે ટોકરસિંહ અબ મન મારે લાગી તો સંગ તાળી,
હોજી લાગી૦ ॥ સુનો૦ ॥ અભિનંદન૦ ૬



૭.

રાગ ( શહેનશાહ જીઆહ આલમદાર. )

સુમતિ દીજે સુમતી જિનેશ્વર સ્વામ,
કુમતિ દુર કીજે કૃપાળુ તમામ;
કરૂં યાચના આપનો દાસ છું,
કુમતથી પડયો પાપને પાસ હું. ॥ સુમતિ૦ ૧
મિથ્યાતે વહ્યો ના રહ્યો ભાન કહીં,
રમણી રિદ્ધ સગે રહ્યો તાન મહીં;
કર્યાં મેં કઠણ કર્મ થઇ પાતકી,
દયા ધર્મ ભૂલી થયો ધાતકી. ॥ સુમતિ૦ ૨

કોઇક પુન્ય મોટું ઉદય તો થયું,
દરશ તારૂં ભગવંત આજે લહ્યું;
ટોકરસિંહ કહે શર્ણું છું આપને,
મંગળ કર મટાળી ત્રિવિધ તાપને. ॥ સુમતિ૦ ૩



૮.

રાગ (સોહાવે સખી આજ વળી શિરતાજ.)

સુભાવે સેવું પદ્મ પ્રભુ મહારાજ.
પદ્મ પ્રભુ મહારાજ. ॥ સુભાવે૦ ૧
અચળ અભેદી રે, અકળ અવેદી રે;
ભવજળ તારણ ઝહાજ. ॥ સુભાવે૦ ૨
અમળ અછેદી રે, અગમ અખેદી રે;
નિરમમ મમ શિરતાજ. સુભાવે૦ ૩
પર ઉપકારી રે, વાણી તમારી રે;
શિવપુરના શિરતાજ. ॥ સુભાવે૦ ૪
જય જયકારી રે, જાઉં બલિહારી રે;
જય જય શ્રી જિનરાજ. ॥ સુભાવે૦ ૫
કહે ટોકરસિંહરે, તુમ પદ સ્પર્શી રે;
મંગળ સૌ મમ કાજ. ॥ સુભાવે૦ ૬



૯.

રાગ (થયા છે રે પતિ તેજ પ્યારી તનના)

થયો છે રે અમ સફળ દિવસ
જિન દરિશનથી આજે–પ્રભુના દરિ૦ ॥ થયો૦ ૧
સપ્તમ દેવ સુપાર્શ્વજી તારી,
મુરતી મોહનવેલ–આંહાં–સપ્તમ૦ ।

જયવંતા, અરિહંતા, ભગવંતા નિરખંતા,
અતિ આનંદ ઉલસિત તનમન—
ધન ઘડી ધન પળ આ છાજે—અતિ૦ ॥ થયો૦ ૨
નાથ નિરંજન, ખંજન અંજન,
ભવ દુ:ખ ભંજન રૂપ—આંહાં—નાથ૦ ॥
શી શાંતિ ? મુખ કાંતિ, ગુણ ખાંતિ, ટળે ભ્રાંતિ,
આતમ ગુણ નિરમળ ઝળહળકત—
ભવિ ભવ ભ્રમણા ભાજે—આતમ૦ ॥ થયો૦ ૩
પંચમ કાળે પામર પ્રાણી,
જિન વાણીથી વિમુખ—આંહાં=પંચમ૦ ॥
ગુણ ગાને, ધય ધ્યાને, મન માને, ધ્યાતાને,
મંગળ ટોકરસિંહ કહે લહે—
ક્ષય કરી કર્મ ધર્મ રાજે—મંગળ૦ ॥ થયો૦ ૪



૧૦.

રાગ ( ભર જોબન મતવાળી. )

ચંદ્ર પ્રભુ ચંદ્ર સમી તારી. ( બે વાર )
કાંતિ સુ નિરમળ સુખ કરનારી—પ્રભુ ચંદ્ર૦ ॥ ચંદ્ર૦ ૧
અમ્રત મય ઉપદેશ અનોપમ, ભવિજન સમકિતકારી,
શ્રવણ કરંતા શિવ સુખ સાધું,
આરાધું ધ્યાન ધારી—આરાધું૦ ॥ કાંતિ૦ ॥ ચંદ્ર૦ ૨
નય પરમાણ સંયુક્ત વિમુકત, સંશય સકળ નિવારી,
તુજ આગમ વચને મન મારૂં—
મોહ્યું જાઉં વારી—પ્રભુ મોહ્યું ॥ કાંતિ૦ ચંદ્ર૦ ૩
કામ ક્રોધ ત્રષ્ણાવશ ચેતન, ભટકત ભવ ભવમાંરી,
રાગ નિવારે વિતરાગ થઇ—
પામે ભવ પારી—પ્રભુ પામે૦--કાંતિ૦ ॥ ચંદ્ર૦ ૪

તુંહી તુંહી આતમ મમ રટના, ઘટના ઘહનજ તારી,
અનુભવ લહેરે કહે ટોકરસિંહ—
મંગળ મોક્ષ બારી–પ્રભુ મંગળ૦—કાંતિ૦ ।। ચંદ્ર૦ ૫

૧૧

રાગ ( પ્યારી નવલ લાડલી રાધિકા. )
પ્યારી સુબધિ જિણંદ છબિ તાહરી. ( બે વ.ર )
મનહર મુરતિ મમ મન હેરે,
આતમતા પ્રભુ તાહરી ।। પ્યારી૦ ૧
અનંત જ્ઞાન દરિશન ચારિત્રે,
અનંત વિર્ય તુજ પ્રગટ કરી,
અષ્ટ અરિ દળ સૂર હરાવ્યા,
જીત જગતમાં એ ખરી.--પ્રભુજીત૦।। પ્યારી૦ ૨
હું તું સમ પણ વિષમ દુષમ આ,
કાળ ઝ.ળ ભ્રમણા ભરી,
મોહ વિટંબન પરિગ્રહતા મમ,
પુનઃ પુનઃ પાડે ધરી.--મમ પુનઃ૦ ।। પ્યારી૦ ૩
સ્વ પર વિવેચન દ્રવ્ય ભાવગત,
ઘહન ગંગ જળવત ભરી,
પાર ન પામે કેવળ જ્ઞાને,
ધ્યાને શ્રી સમતા ભરી–જિન ધ્યાને૦ ।। પ્યારી૦ ૪
તત્વાતત્વ અનેક ભેદતા,
અલ્પ અતિ મતિ શી મારીઃ
કહે ટોકરસિંહ તુજ આલંબન,
મંગળતા માનું સરી–મુજ મંગળ૦ ।। પ્યારી૦ ૫

૧૨.

રાગ ( અચળ અમળ અમપર કર રાજેસ તું.)

અચળ અમળ પદ દે પરમેશ્વર તું, જિન તું,
શીતળ જિનપતિ અકળજ તુજ ગતિ,
અવિનાશી પ્રભુ તું. ॥ અચળ૦ ૧
અષ્ટ કર્મ અરિ હણી, તારક તું ત્રિભુવન ધણી,
ભગવંતા, તુજ સ્તવતા, સુરનરવા;
દુઃખ વામે સુખ પામે, પામે મન વંચ્છીત ફળકું.॥અચળ૦ ૨
બિરૂદ તમારૂં સાંભળી, આવ્યો છું આશતા ધરી,
અરજ ધરો, દુરિત હરો, મંગળ કરો;
યશ જામે તુજ નામે, નામે ટોકરસિંહ શિર તું. અચળ૦ ॥૩



૧૩.

રાગ ( હમસે ના બોલો સાંવરીઆ તું મતવાલો રે )

શ્રી શ્રેયંસ જિનેશ્વર ગાવા ગુણ મન મારો રે,
પ્રભુજી પરમાતમ પરમેશ્વર જગદાધારો રે. ॥ શ્રી૦ ૧
જયજય અરિહંત અષ્ટ કર્મ જીત, અષ્ટાદશ દુષણથી વરજિત,
પાંત્રીશ વાણી ગરજિત પરઉપકારો રે ॥ શ્રી૦ ૨
અનંત જ્ઞાન દરિશનથી ભરેઆ, ગ્રહીચારિત્ર અનંત ભયહરેઆ,
વરેઆ શિવ વધુ સાથ નાથ સુખકારો રે ॥ શ્રી૦ ૩
તીન તત્વથી કરી સગાઈ, જીવ સંવરને મુકિત પાઈ,
અવરન કાંઇ ત્યાંઈ ભાવ વિચારો રે ॥ શ્રી૦ ૪
કહે ટોકરસિંહ હરખી પરખી, મંગળકારી મુરત નિરખી,
વંદું વારંવાર દાસ હું તારો રે ॥ શ્રી૦ ૫



૧૪.

રાગ ( કરૂં કલુંન કુરબાન અપની જાન )

પ્રભુ વાસુપુજ્ય ભગવાન. ( બે વાર )
મુરત પ્યારી મને લાગે વાલારી,
હું જોઇ થઈ છું કુરબાન. ॥ પ્રભુ૦ ૧
આવો સખીરી તમે આવો સાહેલી,
આજ પુજો પ્રભુ ભાવ આણ ॥ પ્રભુ૦ ૨
આવો સખીરી તમે આવો સાહેલી
આજ કરવા પ્રભુ ગુણ ગાન ॥ પ્રભુ૦ ૩
આવો સખીરી તમે આવો સાહેલી,
આજ કરવા કાઉસગ ધ્યાન ॥ પ્રભુ૦ ૪
આવો સખીરી તમે આવો સાહેલી,
મળ્યું નરભવ અમૂલખ ખાણ ॥ પ્રભુ૦ ૫
આવો સખીરી જપો મંગળકારી,
કહે ટોકરસિંહ પ્રભુ નામ ॥ પ્રભુ૦ ૬



૧૫.

રાગ (ચક્રવર્તિ માતા નીર ભર્યા રે થારા નેનમેં)

વિમળ જિન સેવે, વિમળ મતિ ગતિ થાય રે;
વિમળ જિન જોતાં, દુરગતિ દૂર પલાય રે. ॥ વિમળ૦ ૧
સેવા સેવા સૌકો કહેછે, સેવા ભેદ વખાણે;
દ્રવ્ય ભાવથી સેવે તેહને, જન્મ મર્ણ મિટ જાય રે.॥ વિમળ૦ ૨
મનહર મુરત સુરપતિ નરપતિ હરખે દરિશણ પામી;
દ્રવ્ય ભાવ દરિશણ અનુભવ મય,
ત્રીજે ભવ સિદ્ધતાય રે ॥ વિમળ૦ ૩

મનવચ કાયા સ્થિર કરી ધ્યાવે, જ્ઞાન ક્રિયા સંગ ભાવે;
મંગળ મય ટોકરસિંહ નિશ્ચે શિવ રમણી પદ પાયરે ॥વિમળ ૪



૧૬.

રાગ ( નહોએ હમસે રહું સદા ખુશી ઝમ ઝમસે )

અનંત જિન તુમથી, કહું કર્મ કથા મારી મનથી,
કીયા વલી તનથી,—અનંત૦॥ ૧
જીવ દયા દીલમાં નવી ધારી,
મૃખા બોલ્યો વચનથી ॥ અનંત૦ ૨
અદત્ત દાન તેમ મૈથુન માંહી,
લીન થયો તન મનથી ॥ અનંત૦ ૩
પરિગ્રહ ધાર્યો લોભ વધાર્યો,
મોહ માન ક્રોધનથી ॥ અનંત૦ ૪
અંત ન આવે અનંત જિન કહેતાં,
કહો મંગળ કેમ બનશે? ॥ અનંત૦ ૫
કહે ટોકરસિંહ પાતક ટળશે,
મંગળ પ્રભુ દરીશનથી ॥ અનંત૦ ૬



૧૭

રાગ (ક્યા સોહાયે રંગ જો મેરા રંગ)

ધ્યાનથી પ્રભુ ધ્યાવું હું તારૂં નામ,
તારૂં નામ ધ્યાવું ધર્મ જિનેશ્વર. ॥ ધ્યાન૦ ૧
અષ્ટ કર્મમાં હું અવટાણો,
જાણ્યું ન જગ જન તારક તારૂં નામ ॥ ધ્યાન૦ ૨
મોહ માનમાં હું લપટાણો,
આણ્યું ન યાદ મન ભૂલ્યો હું તારૂં નામ ॥ધ્યાન૦ ૩
પુન્ય પ્રભાવે દરીશન પામી,
વામ્યું સકળ દુઃખ લેતાં હો તારૂં નામ ॥ ધ્યાન૦ ૪

અરજ કરૂં જિનરાજ ઉમંગે,
રંગે રહું રહું મંગળ તારૂં નામ ॥ ધ્યાન૦ ૫
કહે ટોકરસિંહ ભાવના ભાવું,
ન આવું ચોરાસીમાં ફરી એ કરો કામ. ॥ ધ્યાન૦ ૬



૧૮

રાગ (નવીન નવીનને બહુ સુખદાયક)

શ્રી જિનરાજ સદા સુખદાયક, સેવો ભવિજન ભાવે,
દુઃખ દારીદ્ર દૂર કરીને, આનંદ અતિ ઉપજાવે
એવા શાંતી નમું, શાંતી પામી કર્મ દમું—એવા શાંતી૦॥ ૧
પાર ન પામે પ્રભુ ગુણ ગણતાં, ભણતાં સૌ જન હારે,
કેવળી પણ જશ અંત ન આણે, એથી આધિક કોણ જાણે-
જે તુજથી રીજ્યો, તે કહો સેવે કેમ બીજો?—જે તુજથી૦॥ ૨
મંગળકારી મુરત તારી મંગળકર બલિહારી,
નિતનિત નમતાં તુજ ગુણ રમતાં સમતા સુખ દેનારી,
વારી જાઉં વિભુ, કહે ટોકરસિંહ શાંતિ પ્રભુ—વારી જાઉં૦ ૩



૧૯.

રાગ (કેવી વાહ મનહર સુંદર)

કુંથુ જિનપતિ મનહર મૂરતી દરશ સરસ સુખદાય,
શાંત રસી મુંદ્રા તારી ॥ કુંથુ૦ ૧
નિરમળ જ્યોત ઉદ્યોત હરે મન—
વંદે સૂરીજન ધન દિન જયજિન રાય ॥
દ્રવ્ય ભાવ તારી સેવ, જે કરે દેવાધિ દેવ,
નવ નિધ રિદ્ધ ગ્રહે, મંગળ સિદ્ધ લહે,
ટોકરસિંહ કહે, ચિદ્ આનંદ પદ પ્રણમું પાયા॥ કુંથુ૦ ૨



૨૦.

રાગ (જોબનના રંગમાં ઝુલે)

આ અરજી અરજિનવરજી (બે વાર)
અમ તારો ગરીબ નિવાજ
બિરૂદ તુજ રાજ સહાયતા કરજી ॥ આ અરજી૦ ૧
ચાર ગતિમાં લાખ ચોર્યાસી યોનિ દુઃખની ખાણ,
કાળ અનાદિ ભવ અટવીમાં ભ્રમણ કર્યું ભગવાન,
સહાયતા કરજી ॥ આ અરજી અર૦ ૨
કામ ક્રોધ મદ મોહમાનથી છોડાવો જગનાથ,
પામર પ્રાણી કરૂં પ્રાર્થના ગ્રહો સેવકનો હાથ,
સહાયતા કરજી ॥ આ અરજી અર૦ ૩
અનંત બળી પણ અબળ થયો છું, કર્મ વશેં કિરતાર,
કહે ટોકરસિંહ મંગળ માગું, પ્રભુ તુજ પદ આધાર,
સહાયતા કરજી ॥ આ અરજી અર૦ ૪



૨૧.

રાગ (ન આંસુ સાર બાપુ આંખ ના ભીંજાવ તારી)

અરે મતિ મુઢ શું મોહી રહ્યો આ સંસારમાંરી ?
ગતિ શી થશે મરી જતાં અરે ઓ! ગમાર તારી ?॥ અરે૦ ૧
કર્યાં પાપો ઘણાં રાખી મણા નહિ રે ! કુકર્મે,
અહિંસા વ્રત ભાંગી રે ! કરી જીવ ધાત ભારી ॥ અરે૦ ૨
મૃષા વચને બહુ વંચિ સંચિ લક્ષ્મિજ લોભે,
અનેકાની હરી વસ્તુ વિવિધ કરી ખ્વારી ॥ અરે૦ ૩
થયો વિનિતા વિલોકિરે વિષય રસમાં વિલુબ્ધો,
પ્રપંચોમાં રહ્યો રાચી પરિગ્રહને વધારી ॥ અરે૦ ૪
ઘડીના ધર્મ ધ્યાન કર્યું સર્યું શું કામ આંહી,
અધર્મે આ વૃથા ગયું જન્મ ઉત્તમ જો વિચારી ॥ અરે૦ ૫

હજુ પણ ચેતરે ચિત્ત ચેત મંગળ સેવ સારી,
ટોકરસિંહ કહે મલ્લિ જિનદેવની મન લે સ્વીકારી ॥ અરે૦ ૬



૨૨.

રાગ ( ડરમાં તું દિલ સાથ છોકરા )

મુનિસુવ્રત ભગવાન હો મારા મુનિસુવ્રત ભગવાન,
મમ અરજી ધરજો ધ્યાન—પ્રભુ મમ અરજી૦ ॥ હોમારા૦ ૧
આ સંસાર અસાર ઉદધીએ ( બે વાર )
કાળ અનંત અતિ અથડાણો,
પુદ્ગળ સંગે સુરંગે જમાણો,
કર્મ રૂપી મળ મેલે ગુંથાણો,
ભવ અટવીમાંહે હું અવટાણો,
(નિગોદમાં, સમયમાં સાડા સતર ભવ)
નહિ ઉગરવા અવશાન—પ્રભુ નહિ૦ હો મારા૦ ॥ મુનિ૦ ૨
મનુષ્ય જન્મ તો મહોદય ભાગે ( બે વાર )
દશ દ્રષ્ટાંતે તે દોહેલો પામી,
ભૂલી ગયો નિજ અંતર જામી,
વીત વિનિતા તણો થયો કામી,
અંધ બન્યો મતિમંદ હું સ્વામિ,
(અજ્ઞાને, જાણું મારા જેવો કોણ ? )
અહેનિશ વશ રહી અભિમાન—અહો૦ ॥ હો મારા મુનિ૦ ૩
સુગુરૂ પ્રતાપે જિન ધર્મ જાણ્યું, (બેવાર)
જ્ઞાન સ્વરૂપે સકળ દુઃખવામી,
આનંદ મંગળ તુંહી નમામી,
ટોકરસિં કહે શિવસુખ ગામી,
આતમરામ પ્રભુ શીશ નામી,

(ભવોભવ જૈન ધર્મનેજ પામું)
મુજ આપો એહીજ દાન—પ્રભુ મુજ૦ હો મારા મુની૦ ૪



૨૩

રાગ (લાહી બહાર બાગમેં ખીલા ચંબેલી મોગરા)

ચેત ચેત આત્મ મારી, સ્વરૂપતા શી તાહરી?
નીરખી નેમીજિનની પ્યારી, સુરત સુરતતા ખરી. ॥ ચેત૦ ૧
પુદ્ગળ મળ સંગ મલીન, તલીન થઈ નિરગમે,
વ્યર્થ કાળ ધારી વહાલ, કામ દામમાં રમે. ॥ ચેત૦ ૨
સ્વાર્થ સાથ સૌ સંગાથ, જગત ઝાળ મોહમાં,
દ્રષ્ટી અંધ થઈ પતંગ, પ્રજળે દીપ ખોહમાં. ॥ ચેત૦ ૩
પુદ્ગળમય પ્રાણ હાણ, આત્મરામ અમર જાણ,
સુખ દુઃખ સમભાવ આણ, સ્વપદ રમણતા કરી. ॥ ચેત૦ ૪
અનુભવ રસ જ્ઞાન ભાણ, સ્વ પર રૂપતા લહી,
કહે ટોકરસિં મંગળમાળ, ન્યાળી નેમીજિન થઈ. ॥ ચેત૦ ૫



૨૪

રાગ ( કયસે પાંઉ મ્યેં પતીઆં મોહનકી. )

સખી-સામળી સુરતીઆં મોહનની, (બેવાર)
નેમ પ્રભુ મમનાથ નગીના—પ્યારી સુરતીઆં૦—॥ ૧ ॥

( સાખી )

કામણગારા કંથજી, અધવચ આપી છેહ;
દ્વાર આવી પાછા ગયા, પશુપર ધારી નેહ.
રાજમતી સખી શ્યામ સુલુણા,
આશ રહી મન જોવનની-સખી૦॥ ૨ ॥

( સાખી )

શીયળવંત વનમાં ગયા, જીતી કામ વિકાર,
સુંદર શિવરમણી વર્યા, પંચ મહાવૃત ધાર.

રાજમતી પતી પ્રીત ન છોડું;
તોડું માયા ત્રીભુવનની—સખી૦ ॥ ૩ ॥

( સાખી )

સુખ આનંદ અનંતતા, સ્વસંપત સમભાવ;
મંગળ ટોકરસિં કહે, સાધનતા સુભદાવ.

નરભવ સાધી અબાધી થયાં પ્રભુ,
વારી સુરતીઆં મોહનની—સખી૦ ॥ ૪ ॥



૨૫.

રાગ ( કુસકેકે પેચમે દીલ એસા તો ગીરફતાર હુવા )

જગતની જાળમાં મન મારૂં તો મુંઝાઈ ગયું,
પારસ જિનનાથ કહું. ॥ જગત૦ ॥ ૧
રમણી રંગ સંગમા તલ્લીન રે દિન રાત રહયો,
વિષયવશ ભ્રષ્ટ થયો;
કરી ચોરી હરી ધન ધાંમ મોટાં રે બંધાવ્યાં,
ખેતી કરી ધાન વાવ્યાં. ॥ જગત૦ ૨
વધ્યો પરીગ્રહ સંચ્યો સુખ સાર એમ રે વિચારી,
કર્યાં કુકર્મ ભારી;
લહ્યું તુજ જ્ઞાન ભાન થયું હવે ગતિ શી સખારી,
બતાવો નાથ મારી. ॥ જગત૦ ૩
મર્ણ ભય મોટકું દુઃખ નર્કનાં સહીસ હારી,
નથી અન્ય એક બારી;
હજુ પણ હેત છે હૈએ અરે સંસારમાંરી,
વિચિત્ર વિનોદ આરી!? ॥ જગત૦ ૪
તુટે ત્રષ્ના હજીન ધિક્કાર છે મને હજારી,
સહાય કરો સંત મારી;

ટોકરસિંહ કહે મંગળ મતિ દે દઉં સૌ કર્મ બારી,
બનું ચારિત્ર ધારી. ॥ જગત૦ ૫

—०००००—

૨૬.

રાગ ( શું સુતાદે। નિંદ્રાધિન થઇ )

મહાવીર પ્રભુ પંચમકાળે, તુજ સાશન આધાર વહાલા;
મમ પરમેશ્વર તું સર્વેશ્વર, તુજ નામે જયકાર વહાલા—મહા૦ ૧
ષટ દર્શન તુજ અંગ ભંગ બહુ, કાળ ક્રમે મિથ્યાત વહાલા;
પ્રસર્યું ભરતે સૌ જન વરતે, વિધવિધ નિજ મતવાદ વહાલા-મ૦ ૨
તુજ સમ સબળે ભાવી પ્રબળે, એહ અચંબકવાત વહાલા;
સાશન નાયક મમ મન લાયક, દુષ્મકાળ અપવાદ વહાલા-મ૦ ૩
કરતા અકરતા વાદ વિવાદિત, નય નિરણયના પાઠ વહાલા;
તું પારંગત યાવત જાણે અકળ ગતિના ઠાઠ વહાલા—મહા૦ ૪
તુજ આગમ સાયર સિંધુમાં, બિંદુવત અભ્યાસ વહાલા;
જ્ઞાનક્રિયા તુજ ધન્યવ ખાણું, સમક્તિ શુદ્ધ ધરનાર વહાલા-મ૦ ૫
દુર્લભ દેવા સુગુરૂ સેવા, ભ્રાંતિ ભંજન ધર્મ વહાલા;
તુજ સેવન પુજન આ કાળે, ભવિ આલંબન પર્મ વહાલા-મ૦ ૬
વિતરાગ તું રાગ ધરૂં હું, લોહ પારસ ગુણ વંત વહાલા;
કહે ટોકરસિંહ મંગળ સરસે, દરશ સ્પર્શે સંત વહાલા—મ૦ ૭

—→←—

૨૭.

રાગ ( પુનમ ચાંદની ખીલી પુરી અહીં રે )

શ્રી જિનવીર પ્રભુ પરમાત્મા રે, વહાલા રાણી યશોદાના કંથ,
રશિયા વશિયા સૈયર અમ અંતરે રે.
સજનિ રજનિ સુંદર શી આજની રે,
શોભે આંગી અનોપમ ઠાઠ. ॥ રશિ૦ ૧

( સાખી. )

મુગટ રત્ન હીરે જડયા, કર્ણ કુંડલ્લ ઉરહાર;
મણિ લાલ મોતી તણા, વિવિધાભર્ણ અપાર.
જિનની મુખ મુદ્રાપર વારૂં કોટિક ચંદ્રમારે,
જગમગ જયોત ઝળકતી દિનકર વત ઉજાસ.॥સજ૦ ૨

( સાખી. )

મળી સુંદર બહુ માનુની, સજી સોળ સણગાર;
કર કંચન ચુડી ચમક, ચંદ્ર વદની સુકુમાળ.
આરસ જડિત્રજ રંગમંડપ રળિઆમણું રે,
હેતે રમતી ગમતાં ગાતી જિન ગુણ ગાન. ॥ સજ૦ ૩

( સાખી. )

ઝાંઝરના ઝણુકારથી, ફુદ ફરે સખી સાથ;
લલના થઇ થઈ થનક કર, તાળી દે સખી હાથ.
નોતમ રચના ન્યાળી નર નારી ટોળે મળ્યાં રે,
ભવિજન હરખે નિરખી જૈન ધર્મ જયકાર. ॥ સજ૦ ૪

( સાખી. )

જય જય ત્રિશલ્લા નંદ તું, સુરનર નામે શીશ;
મંગળ ટોકરસિં કહે, અંતરજામી ઈશ.
શ્રી જિન વીર પ્રભુ પરમાત્મા રે, વહાલા રાણી૦ ॥ રશિયા૦ ૫



૨૮.

રાગ ( અતુલ્લ શૃંગાર છો વાહ રે વાહ રે )

અનોપમ આજ છે પ્રભુ અંગી.બહુ ભવિજન મળ્યાં છે ઉમંગી.
પ્રભુ દરિશનથી પ્રશ્ન સકળ મુખ,
સુખદ સદા જિનરાજ છે શિવ સંગી—સદા॥ અનો૦ ૧

( સાખી. )

મોહનગારી મુરતી, મુગટાભરણ સુ સંગ;
હીરા રત્ન અમોળીક, ઝળહળકત જિન અંગ.

પુષ્પતણો પમરાટ બહેકે, અરગજા અતર ગંધ મહેકે;
સુરજથી આ ઉજવળ જોત છે ચમકતી.—આઉજ૦ ॥ અનો૦ ૨

( સાખી. )

મૃદંગ તાલ આલાપ સૂર, લલના મધુરે સાદ;
ગાવે રૂમ ઝુમ નૃત્ય કર, ઝીણા તીણા નાદ.

સ્તવન સુણી સુરનર મન મોહે, ટોકરસિં કહે મંગળ હોએ;
જગતે જયો વિતરાગ શ્રી જિનવંદી.—જયો૦ ॥ અનો૦ ૩

૨૯.

રાગ ( કાલ રાત્રિ કુડે હો તુમી રમતે )

આજ આંગી બની નવરંગી. ॥ હો આજ આંગી૦ ૧
સુંદર સુરત જિનજીની શોભે, સેવ કરણ મમ મનડું લોભે;
દરિશણ કરવા સુસંગી, બની૦ ॥ હો આજ૦ ૨
જગમગ જયોત ચિંહુ દીશી ઝળકે, ફુલ ગુલાબ સુગંધી મળકે,
જૈન મંગળ શિવસંગી—બની૦ ॥ હો આજ૦ ૩
તાળ મૃદંગ વૃજંતર વાજે, સપ્ત સૂરનસેં પ્રભુ ગુણ ગાજે;
કહે જિનદાસ ઉમંગી—બની૦ ॥ હો આજ૦ ૪

૩૦.

રાગ ( સાંભળો માત પીતા સુખદાઇ. )

શાંતિ જિનેશ્વર મુરતી તારી, હૃદય હરે છે અમનાજારી,
શાંત સુધાકર તુલ્યવદન તુજ, નિરખત આનંદ થાયેજભારી. ૧
દેહથકી છે આતમ જુદો, નિઃસંશય એવાત ગણાઈ,
આતમના ઉદ્ધારણ કાજે, ધરમ કરાએ છે સુખદાઈ. ॥ ૨
તેહ ધરમના સત્યપ્રકાશક, છોજ ખરેખરા તુમે સ્વામી,
શાંતિમય તમ નામજ સાધે, સાંતિ સહુની આજગમાંહી. ॥ ૩
ભવદવ દાહ થકી હું દાજયો, તુમ ચરણે છું આવી લાગ્યો,
કૃપાકરીજિનશાંતિકરોમુજ, કહેકવિરવિમંગળમુજજાગ્યો. ॥ ૪

૩૧

રાગ (હવે સમજ્યો છું બધી વાત )

નમો નિત મલ્લીજિન ભગવાન, જલદી ઝટપટ કરીરે,
સૌ કર્મ કરો નિરવાણ,—જલદી૦ ॥ ૧ ॥
મોહ અરિ હણી મહાબળવાન, જલ૦ ॥
આલસ્યને નિવારી તમામ—જલ૦ ॥ ૨ ॥
દુષ્ટાશાનો કરી અપમાન—જલ૦ ॥
મલ્લિ જિનનુ કરો ગુણગાન—જલ૦ ॥ ૩ ॥
સમરો નિત્ય ઉગંતે ભાણુ—જલ૦ ॥
રચ્યો સુંદર પુજા ઉપચાર—જલ૦ ॥ ૪ ॥
અંતે એજ છે ખરો આધાર—જલ૦ ॥
કવિ રવિ મંગળ ઉચ્ચાર—જલ૦ ॥ ૫ ॥

---

૩૨.

રાગ (જુઓ વિચારીને નૃપતી )

જયો જિનશ્રી નમિસ્વામી, લહ્યું નામ કર્મને નામી-જયો૦ ૧

( સાખી. )

તુજ દરશન દુર્લભ સહી, દરશન રીતે દેવ;
એકવાર જો તે મળે, મળે મુક્તિ તતખેવ.
કશી રીતે રહું પામી, સુણો દેવ અંતરનાયામી ॥ જયો૦ ૨

( સાખી. )

પુજન વિધિથી પુજના, અષ્ટ્રત ક્રિયા પ્રમાણ;
ધન્ય ધન્ય તેતો નરા, કરે ઉગંતે ભાણ.
થશે તે મુકિતના ગામી, સુખ સુરલોકના પામી ॥ જયો૦ ૩

( સાખા. )

બને નહિ તેહવી ભક્તિ, અમથીહે ! પરમેશ;
તો પણ ઇચ્છા ધારિએ, મનમાં તેહ હમેશ.
કહે રવિ દર્શના કામી, સુ મંગળ માળ આ જામી.॥જયો૦ ૪

૩૩.

રાગ ( યા રબ હાલ ખુલ જાવે )

રેમન માન સદ ભાવે, આણુ હૈયે તું અહો ઉદાશી;
રાખે થિતિ હવે ઠામ, વળી કામથી,
ભજ ભજ ભજ પ્રભુ પાર્શ્વ જિન ॥ માન૦ ૧
મોહની મમતા કેમ ક્ષણ સુખમાં, મુઢપણે જશે અતિ દુઃખમાં;
ત્યાગ હવે ભવિ તન મન મમતા,
અતિ ધન જિનનમ હરદમ મંગળ તુંમ. ॥ માન૦ ૨



૩૪.

રાગ ( ગુન ભરી હુન મોરી સુન પ્યારે )

ચિત્ત ધરી સુખ કરી સુન પ્યારે,
જિણંદ વચન મુખ મધુર અમૃત સમ. ॥ ચિત૦ ૧
જિણવાણી બિન ભવભવ ભટકત, કાળ અનાદિ વિચારે;
બહુ દુઃખ સહેના જન્મ મર્ણકા, મિથ્યા મત સંગ સારે—ચિ૦ ૨
જિન આણાયુતં આગમ ધારી, સફળ કરો અવતારે;
પુજન કરના શિવશ્રી વરના, મોહન ગુણ સુખકારે.—ચિત૦ ૩
જૈન મંગળ નિત જિન ગુણ ગાવે, નાદ ભેદ સમસારે;
નાટક કરના ભવજળ તરના, પાવે સુખ શ્રીકારે. ॥ ચિત૦ ૪



૩૫.

રાગ ( તોરા સચ નહી કહેનારે )

તોરા કથન નિભાનારે, થારે નેમ ધરૂં પ્રેમ;
છતિઆં તરશ મોહે રતિઆં સતાવે—તોરા૦ ૧
સરશ દરશ તોરો બહુત સુહાવે, દેખીનયના દિલ વરશે;
શ્યામ શ્યામ શ્યામ મેરે શિરપર તું હયે સ્વામિ;
મેરે શીરપર તું હએ સ્વામી તું હએ અંતર જામી—તોરા૦ ૨

૨થૈકા ફિરાય પિયાગિરિવર ચાલે, શિવ વનિતા લલચાનેકો;
પ્યારી પ્યારી પ્યારી તોહે દિલ શિવ પ્યારી;
મેં પણ દિક્ષા લેશું સારી, મોહું શિવનારી. તોરા० ૩
નેમ રાજુલ દોનું મોક્ષ સિધાએ, જૈન મંગળ નિત ગુણ ગાવે,
ધ્યાન ધ્યાન ધ્યાન તોરા નિત ધરે ધ્યાન,
પાવે શિવ લક્ષ્મી પ્રધાન થાવે મોહન જ્ઞાન.—તોરા० ૪



૩૬.

રાગ (આમ વિચાર વિના શું બોલે)

અબ તોરે પ્રભુજી તુંહી હમારો,
ભવજળ દુઃખસેં તું તારન હારો ॥ અબ० ૧
તુમકું છોડ ઔરનકુ ન ધ્યાવું,
એકહી શરણ તુમારો હય પ્યારો ॥ ભવજળ० અબ० ૨
તુમારે ચરણમેં જો ચિત્ત લગાવું,
જો માગું સો ફળ દેહન હારો ॥ ભવજળ० અબ० ૩
જૈન મંગળ કહે સુખ સંપત લહે,
તુંહી પાર ઉતારન હારો ॥ ભવજળ० અબ० ૪



૩૭.

રાગ (ગુજરાત પતિ નૃપનાથ સાથ.)

ચૈત્ય વંદન સ્તવન કહી પછી ભાવથી ઉભાં થઈ;
ઉપસર્ગ હર સતોત્ર કહો " ઉવસગ હરં પાસં " સહી. ॥
બેશી કહો પછી સક્રસ્તવન " નમોસ્થુણં અતિ પ્રીતથી;
પછી " જેઅઈઆતિથ્થયરા " કહો થઈ ઉભાં એક ચિત્તથી.॥
એમ ત્રિવિધ રાગે જિનજી આગે કાવ્ય છંદ સોહામણા;
બહુ નૃત્ય નાટિક તાનમાં ગુલતાન થઈ કરજો ઘણા. ॥

ભાવે કરો એમ મુક્તિદાયક જિન તણી ભકિત ઘણી;
ટોકરસિં હરખીને કહે, ભવી ભવનિધી તરવા ભણી. ॥



૨૮.

રાગ ( જાઓ જાઓ વિઘ્ન સમુળા જાશે જંગલ મંહી )

હાંરે મનવા શાને રહ્યો મોહી આશે સંસાર મંહી,
સુખ કશું કહે ભાઇ તને તે ભાશે. ॥ હારે મનવા૦॥ ૧
જન્મ જરા ને રોગ અનેકે, વેદના શ્વાસો શ્વાસે;
અંત ઘડીની વેળા વશમી, મર્ણથી મનડું ત્રાશે—સંસાર૦ ૨
કામની કંચન પરીગૃહમાં તું, રાચી રહ્યો છે ઉલાશે;
મારૂં મારૂં કરતાં નિશદીન, ફોકટ તું ફુલાશે—સંસાર૦ ૩
કયાંથી આવ્યો કયાં તું જાશે, લાવ્યો શું લઇ જાશે?
તેહ કદીન વિમાશે આખર, ખાખ બળી તનથાશે—સંસાર૦ ૪
સદગુરૂ વાણી, અમૃત ખાણી, પ્રીતે પી દુઃખ નાશે
કહે ટોકરસિં મંગળ મયસુખ, મન વંચ્છીત ફળ પાશે-સંસાર. ૫



૩૯.

રાગ ( દીલદારી કીની રે )

કુમતાસેં કીનીરે—તુંને ઓ આતમ,
પ્રીતડીઆં, નર્કમેં પડીઆં, રજડીઆં ન ડરીયાં
પલ પળકું નિજ ખ્વારી કીનીરે ॥ કુમતા૦ ૧
તુજ અંદર રહી સમજ સમજજો, જ્ઞાન ગમાઈ મૂરખતાઇ;
કુમતા, કપટી, લપટી, મોહ બુરકિયાં દિનીરે. ॥ કુમતા૦ ૨
સમતાસેં અબ ધ્યાન લગાલે, સમય ન આવે ફીર ફીર એશો;
મંગળ, જિનસેં, મનસેં, કર ટોકરસિં લીનીરે. ॥ કુમ૦ ૩



૪૦.

( રાગ ગરબો. )

ધન્ય ઘડી ધન્ય પળ આજે મારે મન,
ધન્ય ઘડી ધન્ય પળ આજે. ॥ ધન્ય ઘડી૦ ૧
રાય સિદ્ધારથ ઘર પટરાણી,
વિર પ્રભુનું જન્મ છાજે—મારે મન૦ ધન્ય ઘડી૦ ૨

( સાખી. )

નર સુરવર રાજી થયાં, જય જયકાર કરંત;
ત્રિલોક તારણ જનમ્યાં, સૌ સુભ કાજ સરંત.
નાનકડો નંદ પાલણે ઝુલે, વાજાં છત્રીશ વિધ વાજે—મારે૦ ૩

( સાખી. )

નંદિશ્વર નંદન તને, સ્નાત્ર કરે સુરનાથ,
ભાવ વિસુધ જળ સિંચને, સ્તવવે જોડી હાથ.
કહે ટોકરસિંહ આનંદ જાઝે, મંગળ જિન ગુણ ગાજે—મારે૦ ૪



૪૧.

રાગ ( હીલ મીલ રૂપ ઝુમ કરો સહેર. )

ભવિજન જૈન ધર્મ જગ સાર. ( બે વાર )
વેદ પૂરાન કુરાન કિતાબ, પોથા થોથા,
જો વાંચું, કહું સાચું, જિન આગમ સમ નાવે કોઇ સાર.—ભ૦
જીવ હિંસા નહિ ધર્મજ તે સહિ, તે એક છે વિતરાગ મતિમાં;
અન્ય અતિ વિપરીત વિલોકું હું, રાગી કુકર્મિને પાપ ગતિમાં,
ટોકરસિંહ હસ, કહે મંગળ મસ, મીથ્યા મતવસ,
સેવ કરે તસ સાર—ભવિજન જૈન ધર્મ જગ સાર૦ ॥



૪૨.

રાગ ( આરતી જય દવ જય દવ )

જિન દેવ જિન દેવ. જિન દેવાધી દેવા, પ્રભુ દેવાધી દેવા
આરતી ઉતારે તારી, (૨) સુરનર પતી જેવા ॥ જિન૦ ૧

રિખભ જિનેશ્વર પ્યારા, જિન જુગળ ધર્મવારી–પ્રભુ જુગ૦
પ્રથમ પ્રભુપદ તારી (૨) આરતી સુખકારી ॥ જિન૦ ૨
શાંતી કરણ પ્રભુ શાંતી, આરતતા વારે–પ્રભુ આર૦
રોગ સોગ ભય ટાળે (૨) તુમ સેવા વાહારે ! ॥ જિન૦ ૩
રાજુલના પતિ નેમી, બાળ બ્રહ્મચારી–પ્રભુ બાળ૦
તોરણથી રથ ફેર્યું–(૨)પશુ કરૂણા ધારી. ॥ જિન૦ ૪
પાર્શ્વ પ્રભુ પારશવત્, ભવી જન હિતકારી–પ્રભુ ભવિ૦
આરતી ઉતારે તારી (૨) ધન તે નર નારી. ॥ જિન૦ ૫
વીર ધીર તપ તેજે, અષ્ટ કર્મ બાળી–પ્રભુ અષ્ટ૦
સાશન નાયક જયકંર (૨) શિવ દીન દીવાળી. ॥ જિન૦ ૬
જે જન આરતી ભાવે, ટોકરસિંહગાવે–પ્રભુ ટોક૦
મંગળ મન વંચ્છિતા ફળ–(૨) નવનિધ રિધ પાવે. ॥ જિ૦ ૭



૪૩.

## (મંગળદીપક.)

### રાગ ( એઃ દેવો, એ દેવો. )

દીપકરે, દીપકરે,–દીપકરે, જિન ધરે, વીઘ્ન હરે–
સુખ શાંતી મળે દુઃખ સર્વે ટળે, મન આશ ફળે–દીપ૦ ૧
દીપક જ્યોત ઉદ્યોત કરે તેમ જ્ઞાન પ્રગટજ થાએ;
જાએ અજ્ઞાન—જાએ અજ્ઞાન, આનંદ મંગળ સફળ તાય;
જે જન ધ્યાય, ભાવ લાય, તન મન તસ પાવન થાય-દીપ૦ ૨
પંચમ કાળમાં તારક તુંહીજ-- ભવીજન આધાર;
જય જયકાર--જય જયકાર, ધન દીન જિન આરતી ગાય;
પ્રભુ દ્વાર, મંગળકાર, ટોકરસિં કહે દીપકમાળ--દીપ૦ ॥ ૩



## અગાઉથી આશ્રય આપનાર સદ્ગૃહસ્થો.

| નામ | નકલ. | નામ | નકલ. |
|---|---|---|---|
| શેઠ વશનજી ત્રીકમજી | ૧૦૫ | શેઠ ખીમજી શામજી | ૧૦ |
| " હીરજી ખેતશી | ૧૦૧ | " વેલજી હીરજી કું. | ૧૦ |
| " ભીમજી શામજી | ૧૦૧ | " તોરીયા મેઘજી | ૧૦ |
| " હીરજી હંસરાજ | ૫૧ | " ગોપાળજી ગાંગજી | ૧૦ |
| " દામજી મેઘજી હા. જેઠાભાઈ | ૩૦ | " દેવશી રાજપાર | ૧૦ |
| " પ્રેમચંદ ઓધવજી | ૨૫ | " સોમચંદ ધારશી | ૧૦ |
| " કાનજી મણસી | ૨૫ | " ભારમલ ભોજરાજ | ૧૦ |
| " નરસી દેવરાજ | ૨૫ | " પાશવીર ખીમજી | ૧૦ |
| " ગોવિંદજી વીરમ ચાલીસગામ | ૨૫ | " જીવરાજ રતનશી | ૧૦ |
| " રાયસી અમરચંદ | ૨૫ | શ્રી ધુળીઆ જૈન મંગળ મંડળી | ૧૦ |
| " લખમીચંદ માણેકચંદ | ૨૦ | શેઠ દેવજી રાયશી | ૮ |
| " જીતમચંદ હીરજી | ૨૦ | " પી. પી. ગોશર | ૬ |
| " આસકરણ ખેંગાર | ૨૦ | " હંસરાજ રતનશી | ૫ |
| " પરબત આસારીઆ | ૨૦ | " કાનજી કરમશી | ૫ |
| " ધારશી માડણ માસ્તર | ૨૦ | " મુળજી કાનજી | ૫ |
| " માડણ ભીમજી | ૧૬ | " ટોકરશી નેણસી | ૫ |
| " નગીનદાસ ખેમચંદ | ૧૫ | " ભાણજી મુળજી | ૫ |
| " લખમશી હીરજી | ૧૫ | " ખુશાલચંદ ભગવાન | ૫ |
| " ખીમજી હીરજી | ૧૫ | " હીરજી રતનશી | ૫ |
| " પાસુભાઇ દોસા | ૧૫ | " દેવજી ભીમશી | ૫ |
| " દેવશી ખીમજી | ૧૫ | " ડુંગરશી પુંજા | ૫ |
| " દેવજી રાઘવજી | ૧૫ | " દેવજી પુનસી | ૫ |
| " સીવજી કુરસી | ૧૦ | " ચત્રભોજ રતનશી | ૫ |
| " જેઠાભાઇ વરધમાન | ૧૦ | " લીલાધર લખમશી | ૫ |
| " શાકરચંદ કપુરચંદ | ૧૦ | " દેવરાજ દામજી | ૫ |
| " શામજી ધારસી | ૧૦ | " દામજી આશકરણ | ૫ |
| " લખમશી કેશવજી | ૧૦ | " માણેકચંદ ભોજરાજ | ૫ |
| " દેવસી માડણ | ૧૦ | " કુંવરજી દેવજી | ૫ |
| " જીવરાજ ઠાકરશી જલગામ | ૧૦ | " રામજી ગંગાજર | ૫ |
| " વીશનજી જેઠાભાઇ | ૧૦ | " ખીમજી ભારમલ | ૫ |
| " ઠાકરશી ધારસી | ૧૦ | " રતનજી ખીમજી | ૫ |
| " પાસવીર ત્રીકમજી | ૧૦ | " લાલજી ખીમજી | ૫ |

| | |
|---|---|
| શેઠ ભગવાનજી લખમીચંદ | ૫ |
| " ટોકરશી કાનજી | ૫ |
| " વીરજી ડાહ્યા | ૫ |
| " જીવરાજ માલશી | ૫ |
| " ગોરધનદાશ લખમશી | ૫ |
| " દેવજી જશવંત | ૫ |
| " હીરજી વીદાશ | ૫ |
| " વીશન હીરજી | ૫ |
| " લધા લાલજી લોડાયા | ૫ |
| " દામજી કેશવજી | ૫ |
| " ટોકરશી વેરશી | ૫ |
| " ઘેલાભાઇ લીલાધર | ૫ |
| " શામજી ધારશી વેરશી | ૫ |
| " કાળીદાસ જગજીવન | ૫ |
| " દામજી ઠાકરશી | ૫ |
| " નરશી કલ્યાણજી | ૫ |
| " ધારશી દેવજી | ૫ |
| " લાલજી ઠાકરશી | ૫ |
| " ભારમલ રતનશી | ૫ |
| " કરમચંદ પ્રેમચંદ | ૫ |
| " દેવસી પુનસી | ૫ |
| " માંડણ હંસરાજ | ૫ |
| " મેઘજી કાનજી | ૫ |
| " પરબત ભાણજી | ૫ |
| " રામજી રવજી | ૫ |
| " ગોવિંદજી સીવજી | ૫ |
| " માણકચંદ નાગશી | ૫ |
| " પાશવીર મુળજી | ૫ |
| " જેઠાભાઇ મુળજી નળીઆ | ૫ |
| " કાનજી રાજપાળ | ૫ |

| | |
|---|---|
| શેઠ જેઠાભાઇ ચત્રભોજ | ૪ |
| " દેવજી જેઠા | ૪ |
| " વેલજી ગોવિંદજી | ૪ |
| " દેવજી નાગશી | ૪ |
| " રામજી મણસી | ૩ |
| " રતનશી ગોવિંદજી | ૨ |
| " અરજણ ખીમશી | ૨ |
| " ભવાનજી નરપાળ | ૨ |
| " ઘેલા નેણસી | ૨ |
| " માણક હંસરાજ | ૨ |
| " લખમશી માલશી | ૨ |
| " હંસરાજ શીવજી | ૨ |
| " વીજપાળ ઘેલાજી | ૨ |
| " લાલજી મણસી | ૨ |
| " વેરસી પુંજા | ૨ |
| " ગુલાબચંદ સુરચંદ | ૨ |
| " મોનજી રાઘવજી | ૨ |
| " મેઘજી પુંજા | ૨ |
| " પદમશી રતનશી | ૨ |
| " હીરજી રામજી | ૨ |
| " ધનજી માલશી | ૨ |
| " ધરમશી પ્રમાણંદ | ૨ |
| " જેઠા કચરા | ૨ |
| " હંસરાજ સીવજી દેરાજ | ૨ |
| " જેઠાભાઈ આણંદજી | ૧ |
| " મેઘજી લખમશી | ૧ |
| " ખીમજી તેજપાળ | ૧ |
| " નેણશી રતનસી | ૧ |
| " આણંદ ડોસા | ૧ |
| " હરિવલભ અનોપરામ | ૧ |
| " રામશંકર આણંદજી | ૧ |
| " ટોકરશી માંડણ | ૧ |